# છંદ છપા અને સ
# વૈયા વગેરેનો
# સંગ્રહ. ૨૦૪૧

કવી સામળભટ આદી
બીજા ઘણુ જુના અને વીદ્વા
ન કવીયાના બનાવેલા ન્યાય
નીતી અને ધરમના વીષયો
ઉપર ઘણાજ સરસ તે

અમદાવાદમાં
કાગદીઓળમાં ખોડાઢોરના મકાનમાં
અમદાવાદ "વિકટોરિયા પ્રેસમાં"
છગનલાલ ઉમેદચંદ છાપી
પ્રસીધકીધે
સને ૧૮૮૪ ૧૯૪૦ કિમત રૂ૧—૦—૦

# નરભેરામના છપા.

---

## પ્રેમ વિષે.

નથી નિપજતો પ્રેમ વાડીમાં પાણી પાતાં; નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાંથી તાતાં. નથિ મળતો કાંઇ પ્રેમ, ગાંધી દારીને હાટે નથી મળતો કાંઇ પ્રેમ ખોળતાં વાટે ઘાટે. નથિ મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની; કહે નરભો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રીરામની. ૧

મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ખુશી; કહાન કહાન કહી ફરી; ભાન દેહીનુ ભુલી; પ્રેમ વિદુરની નાર, નાહાતાં નાગી થાઇ; એ લક્ષણ પ્રેમનુ, જઇ ભેટી જદુરાઇ. તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે; કહે નરભા પ્રેમનુ પારખુ, છબીલો છોડાં ખાય છે. ૨

જ્યારે પ્રગટયો પ્રેમ, તુલસીના દળથી રાજી; જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધિ ખોચડીને ભાજી. જેને પ્રગટયો પ્રેમ, પ્રેમને તે નર જાણે; જેને પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે, મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતીભર જેહને; કહે નરભેરામ ગુરૂ થકી, નિત બલીહારી તેહને. ૩

કરીને યજ્ઞ અનેક, વ્રત વીધી બહુ પાળે; વળી આપે ગોદાન, હાડ હિમાળે ગાળે; ગીત વેદનાં ગાય, તિર્થ બહુ ફરી આવે; દધી દુધ ઘ્રત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે; એવાતે સુકૃત કીધાં ઘણાં, શું આપુ જીભ ગણી; કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી.

ખારા જળના જીવ. મિઠા જળ માંહે મરે છે; મિસરી મીઠી ઘણી, ગધાના પ્રાણ હરેછે; સિંહણ કેરૂ દુધ, કન કને પાત્રે જામે; બીજી ધાતુ બહુ, માંહિ વિરામ ન પામે; છે એમ હરી રસ આકરો, પ્રેમીને દિલ જઇ ઠરે. કહે નરભેરામ ગુરૂ થકી, હુરિજનને વિસ્મય કરે ૫

નથિ પ્રતિકામાં માલ, નથી પીતળમાં પેઠો; કનકની મુરતી કરે, નથી ઇશ્વર માંહી બેઠો. નથી ધારામાં પીર, નથી શ્રાવકને દેરે; અસલ જુએ નહી કોઇ, સઉ નકલોને હેરે; છે રામ નામ અક્ષર અસલ, બીજુ નકલ કેહેવાય છે; કહે નરભેરામ ગુરૂથકી. પ્રેમે પ્રગટજ થાય છે ૬

શાસ્ત્ર પુરાણ વેદ, કમાવા કારણ શીખે; આઠ પહોરદીન રાત, જઇને ઝીકણુ ઝીકે. વાણી મધુરી વદે, મોરના જેવી કહીયે, સર્પ વીંછીને ખાય, ઝેર એવુ હઇયે; જો રામ રટણ કાંઇ નહી કર્યું તે ગવાર છે તેડીયા; કહે નરભો ખરને લાભશો, મિસરી ભરકે મેલીયા. ૭

જુવતી જગને કાજ, જુઓ પનઘટ પર જાવે; જેને જેવો અરથ. તેટલુ તે જઇ લાવે; ભાણે ભરચાં પકવાન, ભુખ સમ ભોગ કરે છે; હદ આવી જે વાર, હાથ આડા ધરે છે; ભાગવત પકવાન પાણ ભટ કહે, અક્ષર એકજે થી પળે; કહે નરભેરામ ગુરૂ થકી સત્યવસ્તુ તેને મળે. ૮

પ્રજા પતીની પીડી, રાંડ શીદ હુરીજન જાચો; પેટ ભરૂ કરિવિષય, એહમાં શું કમાચો; નિદ્રા મૈથુન આહાર, માંહિ તે શું થયા રાજી; એ પ્રાણી સર્વને, વિચારીજો ને રામ રટણ કાંઇ નવ કર્યું, અંતે હારજશા

ર્યો; કહે નરભો પેટ સર્વ ભરે, ગધાં બિલાડા કુતરા. ૯ ગળ નિસરી બાહાર, ચાલતો માહા સુખ માણે; ન હી શત્રુ નહી મિત્ર, વિશ્વને સરખુ જાણે: પુંઠે ભસે બ હુ સ્વાન, કેટલાં બેશી રેહે છે; મેગળને નહી માન, માન અપમાનજ દ છે; એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનુ ધ્યાન છે. કહે નરભે દાસ ગુરૂથકી, હરિજન સઘળા શ્વાન છે. ૧૦ ભઠ પડયો અવતાર, જેની પર નારે પ્રીતી. ભઠ પડયો અવતાર, જેની ચાલ અનીતી. ભ ઠ પડયો અવતાર, હરીગુણ ગાતાં લાજે. ભઠ પ ડયો અવતાર, કોઇના સુખ જોઇ દાઝે; વળિ ભઠ પ ડયો અવતારજે, મોહયો મોટમ માનને; કહે નરભો રા મ રટયા નહી, શિદ વાણસાડયુ ધાનરે ૧૧ ધાન ખાધુ તે ધુળ, નહી વાહાલા રઘુરાય; ધાન ખાધુ તે ધુળ, વ થ વીષયી થાય; ધાન ખાધુ તે ધુળ, પાપ કરિ પેટ ભરેછે ધાન ખાધુ તે ધુળ, ઘાત વિશ્વાસ કરે છે. સામાનુ સુખ જોઇ દાઝતો, નરકે જશે નિદાનરે; કહે નરભો ફટ ધયે ડીના, શિદ વાણસાડયુ ધાનરે. ૧૨ કરજોડી કહુ કણ સાંભળો અક્ષર મારો, મનુષ્ય દેહ દઇ ભલે, શીદ બ્રા હ્મણ અવતાર્યો. અગ્રુસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો. મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો. જે જમે હજાર સાથે થયુ, તેના ધરૂછુ શાકને; કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપુ લોકને. ૧૩ કોઇ કહેશે એ મ, હાથ તો શીદને ધરીયે; હાથ ધરે જીવાય નહી તો, પેટ ન ભરીયે; ધરીએ નહી જો હાથ, ન વરાં કેમ

ફ઼રાગ; હાથ ધર્યા પરતાપ, ટાઢ તડકો તે જાય; જન નર
ભે તો નિશ્ચય કર્યું. હાથ ધર્દામાં ધીક છે; ૧૪ વગ
ર મેનતે ખાય, પારકા માગી મેવા; વગર મેનતે ખાય,
હ ।રા સાંઢો જેવા. જીવે તે પારકુ ખાઇ, એહ અવતાર
ન સારો; જોતા નથી વીચારી, લાભ લુટાયે મારો, જેમા
લ પારકે ખાઇને, મુરખ હૈયે અકળાય છે; કહે નરભો
લાલ બન્ને જુએ, નાગો શું લુટાય છે, ૧૫ ખાર તણો ભુ
મીમાં, સોમાણુ બાજરી વાવી; ખાર બધુ ખાઇ ગયો, પા
છી પાશેર ન આવી; વિવેક સમજ્યો નહી, પાત્ર કુપાત્ર
ન જોયુ; ખાધુ તેણે પચ્યુ, ખવરાવ્યુ તેણે ખોયું; સઘ
ળી ભુમી સરખી નથી, કઇ છાયા કઇ તાપની; કર નર
ભો કુપાત્ર થાય તો, દસુદ આવે પાપની. ૧૬ જાચક જી
ન ઠીકુ, વગર મેનત જે જીવે; જાન જાચકે થાય, જુવો
દેખાડુ દીવે; માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે;
જાચકને નોતરી જમાડે ધીની ધારે; કહે છે નરભો મોટ
મ પણે, લાખો જર લુટાય છે. ૧૭

ઘડપણ વિષે.

સંવત અઢાર ચોવીશ, હતા બેઠા ઘર માંડી; બતરિશ
માંટો મુઆ, રાંક જીવ્હા તે રાંડી. નહિ સાંભળુ કહે કા
ન, ચરણ કહે હું નહી હીંડુ. તેજ નેત્રનુ ગયુ, વાનુ
વળીયુ મીડુ; તાણુની સાક્ષ વૈશાખ, સુદી પાંચમ જેજા
ણુ, રામે પાછુ વાળ્યુ હતુ, આવ્યુ જે આણુ, એક વાર
જ પાછુ વાળીયુ, વળી વળીને કેમ વાળશે; જન નરભા
રટ તું રામને, કાળ ઝપેટી મારશે.

## ચેતામણુહાસ

ચોપાયા છંદ,

સાંભળીને શીખામણ માહારી, પાપી પ્રાણ અભાગી, સુખ મેલીને દુખના દાહાડા, મરવા લેછે માગી. માથાઉ પર મરણ ભમે છે, આ લીધા કે લેશે; આંખે તો અં ધારી બાંધી, મોગમ મારજ દેશે. ૧ સાત પેડીનુ સ ગુ સાગવુ, કોઇ ન આવે આડે; બેઠાં બેઠાં જોશે રોશ્રી, જા ણે લુટયાં ધાડે. પ્રાણ ગયા તે કોઇ ન જાણે, સર્વ પડ્યું રેહેશે; વાલાં હશે તે વેરી થઇને, કાઢો કાહો કેહેશે. ૨ શાં ધુ શાણનુ સાદરકુ ને, કાચલી કેરો કડકો; આવ્યા મધ્યે એજ આવશે, દેશે ખાહાર ધબકો; ખડકે જઇને ખડ કશે ને, ચોરી બાંધશે ચાણી, જોડવાણી તો ઘણી ગોડવ શે, બંધી કરશે ઘાણી; ૩ સોડ તાણીને સુવારશે ને હ ઇડે મુકશે બોડ; મોઢેથી પરજાળશે ને, વાના બાંધશે ઓઢ, કંચન સરખી કાયા ઉપર, ભડકે હોળી બળશે;મા ત પીતાને દારા બંધુ, વળાવીને તે વળશે; ૪ કાગારોળીજ કરતાં કરતાં, જઇને જળમાં નાહાશે; પુંઠેથી વા આવ શે, તે ભસુત ઉડી જાશે. મુવા પુંઠે ચોથે દાહાડે, ક્રિયા કરવાની પેર; સવાયા કે દોઢા કાડી, નાત તેડશે ઘેર; કરશે એની લાજ ઇજતને, તારૂ તારી સાથે; પુન્ય હશે તે કીધુ પામીશ, હેત સહીત નિજ હાથે. શ્રાદ્ધ સરાવીસ ગાં સ્નેહી, કરશે વકી વડાઇ; ચોરે ચઉટે બેઠાં હાંકે,બ હુ ખરચની બડાઇ; ગયાજ ખાતે વાવરીયુ ને, રહ્યા ખાતે તે રહીયું; દુખ લાગે તે બેહેલુ લાગો, કેહેવુ હતુ તે ક

હીયુ; તેથી પુછો દીવાકરને, ઉપજયા ખપ્યા અનંત; ક
હે ધોભણ સેવો હરી ગુરૂને, સત્ય સગાતો સંત. ૭

## નરશીંહ મેહેતાના પદો.

આત્મજ્ઞાન વીષે. રાગ પ્રભાતી. પદ ૧.

જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જુઠી; મનુષ્ય દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટી વુઠી; જ્યાં. ૧ શુ થયુ સ્નાન સેવાને પુજા થકી, શુ થયુ ઘેર રહી દાન દીધે; શુ થયુ ધરી જટા ભસ્મ લેપન કરે, શુ થયુ વાળલોચન કીધે. જ્યાં ૨ શુ થયુ તપને તીર્થ કીધા થકી. શુ થયુ માળે ગ્રહી નામ લીધે; શુ થયુ તીલકને તુળશી ધાર્યાથકી, શુ થયુ ગંગાજળ પાન પીધે; જ્યાં, ૩ શુ થયુ વેદ વ્યાકરણ વાણી વદે, શુ થયુ રાગને રંગ જાણે; શુ થયુ ખટ દરશન શેવાથકી, શુ થયુ વરણના ભેદ આણે; જ્યાં. ૪ એ છે પરપંચ સહુ પેટ ભરવાતણા, આત્મારામ પરીબ્રહ્મ ન જોયો; ભણે નરશીયો કે તત્વ દરશન વિના, રત્ન ચીંતામણી જન્મ ખોયો. જ્યાં. ૫

પદ ૨

અલ્યા નામ પાડ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદ કેરૂ બીરૂદ ઝાલે; ઘર વચ્ચે પુત્ર વીના જેવુ પારણુ, વર વીના જેહવી જાન માલે. અ૦ ૧ વ્યાપીને વેદના વીશ્વની નાટકો, ઠાલો ગગનમાં મેઘ ગાજે; હરીને જાણ્યા વિના હરીકેરો જન થયો, વાત પકવાનથી ભુખન ભાજે. અ૦ ૨ તુ એમ જાણે જે હરીજન હું થયો, વિષ્ણુપદ

આઇ થયો ભક્ત ભવમાં; કરાણી તો કાગની હોડ કરે હું શાની, હુંશને તો હુશી કાઢેજ દાવમાં. અ૦ ૩ પંડમાંય ભુ પણ પ્રગટ પેખે નહી. ફાગટ બ્રહ્મને દુગ્ભાળે; અગણીત બ્રહ્મનુ ગણીત લેખુ કરે, દુષ્ટ ભાવે કરી માળે આ લે. અ૦ ૪ જો નિરાકારમાં જેહનુ મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતી ભાગે; દાસ નરશીયો તે તને અરણ નમે, જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે. અ૦ ૫

## પ્રીતમદાસનો કકો.

કક્કા કર સદગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ; અંતરમાં અજવાળુ થાય, માયા મનથી દુર પળાયે. લીંગવાસના હોયે ભંગ, કક્કા કર સદગુરૂનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત. તે શ્રી મુખે કહી સાક્ષાત; જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કૃપાવિણ સિદ્ધી નથી. જન્મ મરણની છુટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરૂની શેવા કરો, પરનિંદા પરધન પરહરો; પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતા રામ એશી ખામણુ ચીતમાં ધરો, ગગ્ગા ગુરૂની શેવા કરો. ૩
ઘઘ્ઘા ઘણુ કહે શુ થાય, ભવ તરવાનો એ ઉપાય; સમજીને સંસય ટાળવા, બાહ્યા ભ્યંતર હરિ ભાળવા. જોતાં જીવ દશા તો જાય, ઘઘ્ઘા ઘણુ કહે શુ થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા, જેને હરી રૂદયમાં વસ્યા પોતાના અવગુણને હણે, પરના તો રૂદીયે ન ગણે, કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતો લે, માથે મરણ તણો છે ભે; આ

યા ઉપર તાકે કાળ, મોહ પારધિયે માંડી જાળ. તેમાં
હરિ રાખે તો રેહે; ચચ્ચા ચિતમાં ચેતી લો. ૬ ૭
છછા છે માયા ગુણ મયી, બળવંતી પણ દીસે નહી;
દાનવ માનવને દેવતા, આધિન થઇ સહુએ સેવત; ક
રિજન આગે હારી રહી. છછા છે માયા ગુણ મયી. ૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધો નિશેધ;
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન.
અંતરમાં ઉપજે નિરવેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝાં આંખી જોને જેહ, પણ વાદળી જ્યાં વરસે મેહ; વિ
ના સરોવર અંબુજ સાર; વિના ભમર ઉડ ગુંજાર.
વિના અરક અજવાળું જેહ, ઝઝ ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર; કા
ળ કર્મ ન લાગે લેશ, છે આનંદી હરિનો દેશ. તે પદ
ને પામે નિરધાર; નન્ના નામ નાવ છે સાર. ૧૦ ટ
ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે; નાના
મોટા હરિના ઘાટ, કાંઇ સુક્ષમ ને કાંઇ વૈરાટ; હરિ
ને ભજતાં હુ પદ ગળે; ટટ્ટા ટેક જનમનો ટળે. ૧૧
ઠઠા ઠેકાણું છે ઠીક. જ્યાં ન મળે બીજાની બીક; નિરભ
ય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ; સમજણ
ની લેને શિખ, ઠઠા ઠેકાણું છે ઠીક. ૧૨ ડડા ડાહ્યા
પણ મુકી દે, સદગુરુને શરણે જઇ રેહે; વચન તણો
રાખી વિશ્વાસ, કુડ કલ્પનાનો કરશે નાશ. ઉપાધીથી આમ
જો રેહે, ડડા ડાહ્યાપણ મુકી રહે. ૧૩ ઢઢા ઢોલ વગાડી ક
હયું, રૂડા પુરૂષને રૂડા દીલ રહયું; સમજ્યા તેણે લીધો

સાર, ગાફલ નરતો ખાશે માર; જોતામાં જોબન તો ગયું, દદ્દા ઢોલ વગાડી કહ્યુ. ૧૪ રોગ રાગ ચોરાશી તણુ. તેનુ વ્યાજ વધે છે ઘણું; દાણા ગણતાં ડુબી ગયો, દેવાળુ કહીને રહ્યો. જગ ઠીકર કરશે તાપણુ રે ગણ રાગ ચોરાશી તણુ. ૧૫ તત્ત તારૂ આપ તપાસ, કયાંથી આવ્યો કયાં તુ જશ. ખેપ કરીને ખેગી ફાંદ. હુ ડીફ હોય તો લાગે હાડ. મુરખના મનમાં નહી ત્રાસ, તાત તારૂઆપ તપાસ. ૧૬ થથ્થા થિરતો રેહેવુ નથી, કોણ રંક કોણ પ્રથ્વીપતિ; આજ કાલમાં જાવુ વહી, ઝાઝો ઉપાયે રેહેવુ નહી; આવ ધની ઓછ કમ ઓપતિ, થથ્થા થીરતો રેહેવુ નથી. ૧૭ દદ્દા દેહ દેવળ માંદેવ, સેવક થઇને કરને સેવ, પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દિપક ઘટમાં અજવાળ; આંતરનો ટાળ્યે હુંમ મેવ; દદ્દા દેહ દેવળમાં દેવ; ૧૮ ધધ્ધા ધ્યરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર; શબ્દ તણી ઝાલે સમશેર, શતરૂદળમાં પાડે ભેળ; સદગુરૂ બકતર પેહેરી શીર, ધધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯ નના નિશાન ગુરૂનુ છે ધીર વીર પગ રોપીયે; કાયર નરનું નહીં ત્યાં કામ, શુરવિરનો સાચો સંગ્રામ; જીત્યા નર્ કુંભ જગમાં જેય નન્ના નીશાન ગુરૂનુ છે. ૨૦; પપા પ્રીત તો જે મીત મેરૂ ચળે પણ ન ચળે ચિત; મરની પેર આતિ ચળ રહે, સ્તુતિ નિંદા ને સુખદુઃખ સહે નાગરાણીને નીરખે નીત, પપા પ્રીતની જે મીત; ૨૧ ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચે થઇ હરી સમરણ કરે જન્મ મર

ણમાં આવેનહી, જેનુમન વશીયુ હરી મહી, જઠરા
વાસ ફરી નવ કરે, ફેરા ફાગટતે કોણ ફરે. ૨૨ બ
બા બોલે તેને જાણ, મુકોદને મનની તાણ, કુમ'રૂ
રૂદયેથી ટાળ, પરમારથમાં પીડજ ગાળ; દયા દીનતા
મનમાં આણ, બબા બોલે તેને જાણ. ૨૩ ભભા ભ
જન થકી ભય ટળે નીશે કાળ કરાળ નગળે; ભેખધરે
જો શીધીથાય, ભાંડ ભવઈયા વઈકુંઠ જાય; જેવા ભાવ
તેવુ ફળલહે, ભભા ભેખ અંતર ઘટ રહે. ૨૪ મમા
માયા મનની જાણ, મારૂ તારૂ ઉભા તાણ; સઘળે
સરખા આતમરામ, સાંધાવાંધા મનનુકામ; માટેમન
તારૂ વશ આણ, મમા માયા મનની જાણ. ૨૫ જજા
જીવ પાણુ જેહને, સંશય શોક સદા તેહને; આતમ બુ
ધી ન ઉપજે કદા, અશા ત્રશ્ના બહુ આપદા; દેહ દર
શી દખે દહને, જજા જીવ પણુ જેહને. ૨૬; રેરારામ
ભજનમાં રહે, બીજુ બકવુ મુકીદે; વળતો શીદ વેદછે
વાત,નીર વલોવે નાવે સ્વાદ; હરીનુ હારદ હે ગ્રહે, રે
રા રામ ભજનમાં રહે. ૨૭ લલા લેતુ આતમ લાવ,
ફરીફરી નહી આવે દાવ; છતી બાજી હારીશ નહી,
સમજુને શીખામણ કહી; હવેન ચુકીસ આવો દાવ,
લલા લેતુ આતમ લાવ. ૨૮ વવા વેદ વચન નીરધાર
જે પીછેને પામે પાર. ઉચ નીચનો અંતરનથી, સમ
જ્યાને પામ્યા સદ ગતી; સંશય સહુ તજનો અહંકાર,
વવા વેદ—વચન નિરધાર. ૨૯ શશા સાધન સરવે
થયું, જેનું ચિત હરી ચરણે રહયું હરતાં ફરતાં હરી

નું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન; કોટી વીધન ભાવ કુકૃત મયું સશા સાધન સર્વે થયું ૩૦ ખખ્ખા ખાં ડનાં બીબાં ભરે. કાયલ કાગડો કુંજર કરે; મીન મગ ર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભત; મિસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડના બીબાં ભરે. ૩૧ સસ્સા સગળે સુંદર સ્યમ હરી વિના નહી ઠાલે ઠા મ; અનેક રૂપે એનાં નામ, આદ અંતે એકજ રામ; જે સમજે તો પુરણ કામ, સસ્સા સગળે સુંદર શ્યામ. ૩૨ હહ્હા હરી ભાળો ભરપુર, દેષ કર્મ તો રહેશે દુ ર; રવિ ન રજની નહિ શો કાળ, તેમ આતમા પુરણ ભાળ; નિર્મળ નયણે નિરખો નુર, હહ્હા હરી ભાળો ભ રપુર. ૩૩ સઉ અક્ષર સંપુરણ થયા હરી ગુરૂ સં તે કીધી દયા; અક્ષર અક્ષર આતમ બોધ, જે સમ જે તો ટાળે વિરોધ; સંવત અઢાર બત્રીની સાલ, ચઈત્ર સુદી સાતમ શોમવાર. ૩૪ સંદસર સાધુનું નામ, ઠાકોર કુંજબિહારી ધામ; પ્રાતમ પ્રેમે અક્ષર કહ્યા, હરી ગુરૂ સંતે કીધી દયા. ૩૫

## અખા ભગતના છપા

અગ્નસમજુ બીજુ ઝાંખરૂ. જ્યાં અટકે ત્યાં વળગે ખરૂ પ્રકૃતિ મળેતો ત્યાં તે અડે. નહીં તો પાછું વાટે પડે. એમ અખા સઘળો સંસાર, ઝ મર ઝાઝો કરે વ્યાપાર ૧, ભાષાને શું વળગે ભુર, જે રણમાં જીતેતે શુર; સંસ્કૃ ત બોલ્યાથી શું થયું, શું પ્રાકૃતથી નાશી ગયું. બાવન નો સગળો વિસ્તાર; અખા તેપનમો જાણે પાર. ૨, સ

છંદ જાણી માયાનો ફંદ, ત્યાં નર ફેરી પડે મતિ મુંઢ; શાણ ગારી વાણી સહુ ગાય, મોહ્યા જીવ સાંભળવા જાય; અખા શું વાંચ્યુ સમજ્યો કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યુ. ૩ બહુ વિધ છે શાસ્તરનું જ્ઞાન, ઉર રાગનાલ મુકે નિજ લાણ; તેમ બુદ્ધીયે રચ્યા ગ્રંથ મ મતે સહુ વધારે પંથ; શુદ્ધ જ્ઞાન તો આતમ સુજ, અ ખા અંનુભવ હોય તો બુઝ. તપ તીરથ દેહ દમવા કાજ, જાણ્યું ઉનમત આવેયાજ; ફળ સાંભળીને કીધુ ખરૂં, પણ હરીનું કારણ પરહર્યું; અખા સવે એ મ નની તોર, કોડી વટાવ્યે નાવે ગોહોર. ૫ જ્ઞાન વિના ભક્તી નવ થાય ચક્ષુ હિણા જ્યાં ત્યાં અથડાય તે માટે જ્ઞાની—ગુરૂ કરો; હરિ દેખાડે સાભરે ભર્યો; ગુ રૂજ અખા નવ જાણ રામ તે શિષ્યને શું આપે ના મ. ૬ અણેજે ગતથી અળગું કર્યું, જીવન મુ કી બ્રહ્મ આદર્યું બ્રહ્મ સમું મીઠું કાંઇ નથી, સાર માંથી સાર કાઢ્યું કથી: પ્રત્યક્ષ પરોક્ષ જીવતાને કહે, અખા મુવો તે નિરમે રહે. ૭ કોઇ કહે મોટો મહા દેવ, કેઇ કહે વિષ્ણુ અવરા મેવ; કોઇ કહે આ ધ ભ વાની સદા, બુધ કસબી ના દેવાયદા; જઇન કેમની દે છે શિખ યવનો માને હલમે શરીફ. અખા સહુ ખાં મે બાકરી. કોઇ ન વાત તપાસે ખરી. ૮ લોહનો કા ળ રૂપાના દેવ, એક દેશમાં થાતી સેવ; તેમાં આવી પારશ ન્હાં; સવૈ સાજ સોનાનો થયો; ઉત્તમ મધ્યમ જ્ઞાનજ વડે; અખા સર્વે હરિ નીંમડે. ૯ અખા સમ

રૂપા સરખી ખરી. જે સમજે તે નીપજે હુરી; ઊંડ જળમાં રત્નજ પડ્યું કેમ ડપકી ખાય કને તુમડું; છોડ તુંબીફળ જડશે રત્ન, કરતું પેમસહીત પ્રયત્ન ૧૦ શિક્ષા એક ટાંકી ચીતરી. આગ—ઘડી બીજી મેલે ભ રી; બે નાંખી ઊંડા જળ—દીશે, બેઉયે સરખી તરવા વિશે; પંડીત જડ સરખા નીમડે, આખા દઇતને રૂપક રાડે. ૧૧

સત્ય વિશે છપા

જટા ધરે વડ—વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા; જળચ ર જળમાં નહાય. ધ્યાન ધરવા બગ ધાયા, ગાડર મુડા વે શીશ, આજા મુખ રાતું રાખે; ગર્દભ લોટે છાર, શુ ક મુખ રામજ ભાખે; વળી મોર તજેછે માનની, શ્વાન સકળનું ખાયછે; ભટ શામળ કહે સાચા વિના; કોણ સ્વ ર્ગ માં જાયછે, ૧ ઊંચું ભાળે, ઉટવાગોળ નીચું ન્યા ;તરૂવર સહેછે તાપ, પહાડ આસન દ્રઢ વાળે; ઘર કરીને ન રહે નાગ, ઊંદરો રહે છુપીને;નોળી કર્મ ગજરાજ, ભક્ષ ફળ પત્ર કપીને; ઇશ્વર અનુભવ વીણ નવ મળે સેહેજ ભાવના ભાંગછે; શામળ કહે મન સિદ્ધ તેહને, કો થ ગટ માંહે ગગ છે. ૨ મિક્ષ્મ ગુડાવ્યાં શીશ કરી ઉઘા ડી કાયા; ફરી માગવી ભીખ; ન મેલી કોઇએ માયા, વરતી બાણાસે વેષ, લક્ષણ લેશ ન લેતા; કામ માયા રા જ, ફરે ધર્મ લાભ કહેતા; વિશ્વંભર તેથી વેગળા, જ્યાં લગિ મન ભાનિની ભજે; શામળ કહે સાચા સાધ તે મમતાને માયા તજે. ૩

## શમસાઅેા

જીવવિના... ... ., બેય પાસેથી સરખો; જરાય મુખ નહી ઝેર, પંડીતે તેને પરખ્યો. નર નારીની કંમર રહે વીંટી તે વારૂ; વસ્ત્ર તણો વીવેક, શુસોભા સગળી સારૂ. ચીસો પાડે ચારે મુખે, દયા ન આવે દેહમાં; શામળ કહે પંડીત પારખો, નર નારીના નેહમાં.

હીચોળાખાટ

ગુણમય સોળા કાર, અધિક અમ્રતનો ભરિયો; ઓીયો અહેસ દશ વીશ, કાળેલ તે નરને કરિયો. જો કોઇ પસે જાય, નાર દુઃખ તેને દછે; અહો નિશ આઠે જામ, અધર રસ તેનો લછે. તે નરને મારે પારધી, રૂધીર સરવ જન ખાયછે, શામળ કહે માંસ રૂધિર સદા, ચઉટામાં વેચાયછે.

મધપુડો.

મોતી ને અનુમાન, પ્રથીપર આવી પડિયો; કો જાણે કેનો માલ, કંથ માગીને જડિયો. સાંખ્યો માથે હાથ, ભલા ભોજનમાં મળિયે; ચોરી ગયો કો ચોર, કોઇ નર નારે ગળીયો. ફરી કોટી જતનથી નવ જડયો, લખ જન જોતા લીખીએ; શામળ કહે સોધ્યો નવ મળે તો શો ઉતર દીજીએ.

લવણ અથવા મીઠું.

નારી નીરખી નીચ, જુઓ લક્ષણ કહું જેના; અંગે ઉજળી આપ, બાપ માં કાળાં તેનાં. નહી હાથ નહી પાગ, કુલક્ષણ તેની કાયા, મુખ નાસા છે, નહી મમતા કે

માયા. તે નહી પશુ પક્ષી માનવી, નહીં જીવા જોની જદા; શામળ કહે સુધ સલક્ષણા; તેશોધી જોઈ સદા.

સરપની કાંચળિ.

રથ દીઠો સમરથ, અધર આનીમાં ચાલે; બ્રહ્મા નામે નામ, મંદીર તેનામાં માલે. અપરમ પાર અપાર, પ્રજા પેદા ત્યાં થાય; વેડે આગની આંચ, માર પણ ઝાઝો ખાય, આવે અમુલા કામે અરથ, મુલ અઢા માઠે મળે; શામળ કહેછે શોધો જુઓ, કરી રૂડા તે તો કળે.

કુંભારનું ચાક

નીચ મેર છે નાર, દેશ બાધામાં દાખે; મુખમાં મોટી જીભ; રીઝથી બહાર રાખે. નહી હાથ નહી પગ, શીશ વિના મુખ બેલે; ફરે છત્ર તે શોશ, જમે કણ અધીક અતોલે. ઘર ધણી તો ગીતો ગાયછે, પવિત્ર નર પુઠે ફરે; શામળ કહે એહુ એહનું, મોટા જન મસ્તક ધરે.

ઘાણી

ચાતુર નરતુ ચેત, એક અચરત મેદીઠું; સુદર રૂપ સરૂપ, અધીક અન્નાથી મીઠું. કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણીજે: વાળ ઉપરછે રૂધીર, સુગુણ તેનાજ ગણીજે; ખરીતે ઉપરતો ખાલછે, ખાલ ઉપર વાળજ નથી; વળી મુખમાંથી અન્ના ઝરે, શામળ કહે કહોકથી

કેરી

પ્રેમદા એક પ્રચંડ, અધર અવની પર રાચે; ઉપર ઉભા બે ચાર, જેમ નચવે ત્યમ નાચે. જ્યમ હોય જે

પુન્યને નામે પાઈ ન વાવરચો, અંતરચથી લુટાણોરે મુ૦ ૧ ભરયા કોઠાર તારા ધ્રયા રેહેશે. નહિ આવે સાથે એક દાણો. મસાણની રાખમાં રોળાઇ ગયા કઇક, કોણ રંકને કોણ રાણોરે. મુ૦ ૨ મંદિર માળીયામે લી કરીને, નીચે જઇ ઠેરાણો; ભોજો ભગત કેહે મુવા પુઠે જીવ, ઘણો ઘણો પસ્તાણો રે. મુ૦ ૩

ચાબખો ૨.

મુરખો માની રહયો મારૂંરે, તેમાં કાંઇએ નથીતારૂં;
સાત સાયર જેની ચોકી ફરતા, ફેરતુ નીર ખારૂં;
ચઉદચોકડીનુ રાજ્ય ચાલ્યુ ગયુ, રાવણુદી વરૂરે. મુ. ૧
દુખને તો કોઇ દેખે નહીં ને, સુખ લાગે સારૂં;
વેળાવેળાની છાંયડી તારી, વળી જાશે વારૂંરે. મુ૦ ૨
હરી ભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનુ ભજન પ્યારૂં. મુ. ૩

ચાબખો ૩

ભગતી શીશતણુ સાટુંરે, આગળ વસમી છે વાટું;
એક દીવશ તો આવી બની રાજા. મુ૦ દેવજને માથે.
કરિને જઇને કરવત મુકાવ્યુ, હરીજનને હાથેરે. ભ. ૧
સત્યને કાજે ત્રણ વેચાયાં, રેહિદાસને રાણી;
રૂખિન વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે. ભ૦ ૨
પેરો પટોળાં પ્રેમનારે તમે, શુરવીર થઇ ચાલો;
ભોજોભગત કહે ગુરૂ પ્રતાપે, અમરાપર માલોરે, ભ૦ ૩

ચાબખો ૪

દુનિયાં દિવાની કેહેવાશે, ભુંડી ભીતોમાં ભટકાશે. ટેક.

પાપ જ્યારે એનુ પ્રગટ થશે, ત્યારે ભુવા જતી ઘેર જાશે
ધુણી ધુણીને એની કે કજ દુખશે, લેનારો લેઇ ખાશેરે, દુ. ૧
સ્વરગમાં નથી સુપકુને, ખાંચ ણીઓને ઘંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો ખંટી દુ. ૨
ઢુંગ કરીને ધુણવાને આવે, ત્યારે હાથ બતાવા સઉ જાશે
ક્યારે આના કર્મનું પાનુ ફરશે, અને ક્યારે પુત્ર જશા
શે. દુ૦ ૩ કીનીયા ગરકોઇ આવે મળે ત્યારે, ધનને
પાસે ધાશે; ભોજો ભગત કહે અજાણામાં ભાણતાં, ગાં
ઠની મુડી ગમાશેરે, દુ૦ ૪

ક્રબણારામના છંદ છપા

કેશવ કૃપા નિધાન અરજી ઉરમા આણો;
ભક્ત પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો. ૧
પુરશોત્તમ પતી પાળ, આ અવસર તો આપ્યો;
ટકુલ કર્મથી કાળ, કેટલેક તો કાપ્યો. ૨
હજી રહ્યો અતિશેષ, જીકર કરતાં જાશે;
રીઝ કરો રૂશી કેશ, સઘળ તમે સુખી થાશો. ૩
બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પુંઠે;
હુંઠ બતાવે હઉ છાતીમાં છળી ઉઠે. ૪
એમ હું અંતરજામી હેત દેખાડો હરખું;
ગોવીદ ગરૂડા ગામી; થેડા દુખથી થરકું. ૫
સેવકને સનમાન, કરીને સોંપો કામું
દાશ હું કરી દુખાન; નીત્ય લખુ નીજ નામું. ૬
ઉઘરાણી ઘર ઘર, કરવી ન મુખથી સાધે;
મન ધુજે થર થર, બોલ લોકના બાધે. ૭

બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિંદ્યા સાધે;
સગાં સગાંમાં ખાર, કળહ કરીને બાંધે. ૩૨
પરનાતીની રાંડ; નીજ નાતોમાં ઘલે;
દામે ડગીકી ડાઢ મનને માને ચલે. ૩૩
ઘરમા ક્ષીપ્રા ખાય, સરખા થઇ સબંધી,
કુળીન જમવા જાય, ત્યાંહ ધાકની બંધી, ૩૪
તજી સંનાન સધ્યાય. ભાવ ભાવ્યું ભમણું,
ચિતમાં નીત ચહાય, પુરે જીયાનુ જમવું ૩૫
વાટે વાટે વ્યાસ. થઇ માણ વજાડે;
પાંચેક બેઠા પાસ, તેહ તાળીઓ પાડે. ૩૬
શ્રીતી સ્મૃતિની વાત કાળ જીવ ઇશ્વરની;
જાણે નહી કંઇ જાત, રાગ તાળકે સ્વરની. ૩૭
પીંગળ રીતે છંદ, કવિના કરયા ન જાણે;
પોતા તણા પ્રબંધ રચી રાગડા તાણે. ૩૮
નાતરીયાની વાત, કેરીને રેટીડા;
ગતાં સ્થાગા સાથ, કરે કટાક્ષે ક્રીડા. ૩૯
અગુણીયે અંગુઠ, બંધી ગાગ ઉછળતા;
મોટા થયાનો મુઢ, બીજા મરેછે બળતા. ૪૦
જજમાનોથી રીસ, કરીને દાપુ લેતા;
નાળીએર ફોડી શીસ, રૂધીરે થાપા દેતા. ૪૧
કઇ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કઇ કાશદીયે જાય, કઇ ભીખતા ઘરઘર. ૪૨
કઇક નાંખતા ટેલ, કઇ વીટણીયો વીંટે;
કઇ હાંકતા બેલ, શકટ ભરીને ઇટે. ૪૩

કઇક કરંતા રાસ, નારીરૂપ થઇ નાચે;
મશકરીચોથી હાસ, કઇક કરાવે સાચે. ૪૪
કઇક પાણી ભરનાર, કઇકિ રસોઇ કરતા;
કઇ હોઇ નાકાદાર, કઇક કરોડો ફરતા. ૪૫
કઇ લે ભરીને દામ, સરપાણ સકટ ઇજારે;
કઇ સેઠોના કામ, બેઠા કરે બજારે. ૪૬
એક નાતમાં નાત, કહિયે બીજી કંધી;
ગ્રહસ્થ ભિક્ષુક જાત, દીકરીયો નવ દીધી. ૪૭
નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનાતીની પ્રીત, મનમાં કદી ન ધરતાં. ૪૮
વાડવ થયા વકીલ, ઘર ઘર ફેરા ઠાકર;
દીવ્ય વધારે ડીલ, યવનતણા થઇ ચાકર. ૪૯
ફરશાયોનો હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગનતા દોડા ગાણે. ૫૦
દીકરીયોના દામ, રૂદયે લાગ્યા રસીયા;
કરે કારમાં કામ, ફેરા ધરે કાનશીયા. ૫૧
બેસે બાગીને બેશ, ચકલે ડમર હાંકે;
અરધ ઉઘાડે કેશ, તારૂણીયોને તાકે. ૫૨
કઇકે કીધાં કામ, વેળા જોઇને વાંડા;
નીચ જનોને નામ, આપી બાંધે કંડી. ૫૩
કઇક પુજતા પીર, અવલોકે જઇ ઓરસ;
પયમાં નાંખી નીર, કઇ વેચંતા ગોરસ. ૫૪
કઇ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી,
કઇક કરે વ્યભીચાર, દાર પારકા દેખી. ૫૫

આઠે વર્ષે સાન, કઈકે મુકી ઘરાણે;
વાંકુ થઈ વિદ્વાન, ફરી ફરીને પરણે. ૫૬
ન થે કાઢયો નરક, પોતે પાછો ફેરો
અટાઈમાં ગરક, બાવા થઈને. એરો ૫૭
વાડના ઉપર વેર, આરડુ તેં સ્થાન આણ્યું;
ઢળોને કીધો ફેર, કારણ કાંઈ ન જાણ્યું. ૫૮
ભલા તમે ભગવાન ફરી હુડાવો હાનો;
ગોવિંદ આપો જ્ઞાન, તુચ્છ બ્રાહ્મણને માની. ૫૯
આ અવસર આ લોપ, થઈ જગમાં કેમ ઝીલે;
કરિને કરડો કોપ, કળિયે લાંધો કીલ્લો. ૬૦
નરપતિ થઈને ન્યાલ; પુછે જોઈ ન પીછે;
ધન લેવાને ધાય, અનર્થ કઈનો ઇચ્છે. ૬૧
વિપ્ર વપુનો દંડ, દેતાં ધ્યાન આવે;
પેખે પણ પાખંડ, લાંચો લઈ લલચાવે. ૬૨
કઈક વધારી કર, રાંક લોકને રગડે;
જયાં જયાં દેખે જર, બુદ્ધિ ત્યાં તો બગડે. ૬૩
પરદારાનો સંગ, રાતે તેથી રમતા;
ધારી ન જુવે ઢગ, લક્ષ જનોને દમતા. ૬૪
કુડી ધરડા કાન, ચુગલ જનને ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી અંગે દહાડી. ૬૫
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહીં કાને;
રાજી રહે દીન રાત, ગુણકા કેરા ગાને. ૬૬
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિં કુછ;
રાખે નહિં સંભાળ, ભકતજનોની બુધ. ૬૭

શાક ભાજીયો ફળ, એ પર અંત ઇજારા;
વળી બતાવે બાગ, ઓળીગાળી ન્યારા. ૬૮
કાપટ શાકટથી ઠાઠ, કેટલાક તો કાઠી;
ઠઠ્ઠા ભારે સાઠ, ઇરવાનાદિક દંડી. ૬૯
વર્ષ વર્ષે સગાઇ, ઇજારદારી વધારે;
રઇયત રૂવે રગડાઇ, કો આગળ પોકારે. ૭૦
ચોરે જણાવે તોર, દોડાવીને ઘોરા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દગોડા. ૭૧
ચોરોના અસવાર, બાન પકડતા લુટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પુઠે. ૭૨
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઇ ધરે નહિ કાન, રડે બીચારા પોકે. ૭૩
અન્યાઇના દામ, લેઇ ઠરાવે સામા;
ન્યાઇયા લેજો નામ, તો તો હાંસું તમાસા. ૭૪
રાજ્ય તણાં સંતાન, શાય આપણને માને;
દુશમનું થઇ દાવાન, કેદ કરે રાજાને. ૭૫
થોડો લેઇ અપરાધ, મંદિરોમાં માગે;
ભગવંતનો બાધ, કરી શકે નહીં કમારે. ૭૬
વરતાવે નહિ ધર્મ, રઇયત જનની રીતે;
શોતે પણ સતકર્મ, કદી કરે નહિ પ્રીતે. ૭૭
ઉપાય જનને આંચ, વિપતી નીચે દમતા;
વરસ બાર કે પાંચ, એટલામાં આથમતા. ૭૮
કળીયે કોઠા કેર, જેમ [illegible] રાંકુ;
માજન મુળીનો સેહર, જોઇ પોતાનો બાંકુ. ૭૯

વૈશ્ય કરે વીપરીત, તોલ ન સાચા તોલે;
પરમારથની પ્રીત મુકી, મગદળ ચોળે. ૮૦
બાર પાણુનો માલ, વીશ પાણુ બેચંતા;
દોડાદોડ દલાલ, કળહળ કૈક કરંતા. ૮૧
કહે ધર્મના સમ, ધર્મ ઘસરડે ધુળે;
તોએ ત્યમનું ત્યમ, મરદી નાંખે મુળે. ૮૨
હેતરવી થઇ હાણ, કરીને લેજો ખશીયે;
વદે પરસ્પર વાણ, પોતાની પારશીયે. ૮૩
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઇ દરબારે કહેતા. ૮૪
શાણુ થઇને શેઠ, પાન તમાકુ ચાવે;
વડવ પાસે વેઠ, કાયા તણી કરાવે. ૮૫
લેઇ આપ્યાની આશ, મનમાં ફેરી ન રાખે;
દામ તણા થઇ દાસ, ભુડુ મુખથી ભાખે. ૮૬
જતી ગુરૂ બ્રાહ્મણુ દેવ, ગોસાંઇ વિધવાના ધન;
સંચરવાની ટેવ, અંતે ઓળબ્યાનું મન. ૮૭
ચાર નામની ઘેર, થઇને કરતા કાળુ;
છેરવી કઇના જર, દેખાડે દેવાળુ. ૮૮
મનમાં રાખે મેલ, મુખ જણાએ મીઠું;
ઘરમાં ઘલી તેલ, દેતા કઇ ન દીઠા. ૮૯
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થએ મનમાંય, તાળી આપે રીઝી; ૯૦
વઇસ્નવ થઇને વેશ, અબળાને આરાધે;
કરે ધરમનો દ્વેશ, શિવની નિંદા સાધે. ૯૧

સમર્પણી થઇ સ્વાદ, શીરા પુરી જમતાં.
ગુરૂનો લઈ પસાદ, રામા સંગે રમતા. ૯૨
બિમ અડે જો અંગ, છુટાઇ જઇએ થુંકે;
ઉરમાં અતિ એ નંગ, માની જાણી ન મુકે. ૯૩
સાચા મનથી શરણ, ગુરૂ ચરણે નવ રેહેતા;
કરે અધર્મી ચરણ, કલ્પી કંઇ મત કેહેતા. ૯૪
અજ મુકાવી ધન, હીંસકને ચવરાવે;
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે. ૯૫
જીવ દયા મતિપાળ, થઇને કરે ઇજારા;
કઇના અણે કાળ, શ્રાવક થઇને સારા. ૯૬
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભણિયોના ગાભ, ઔષધ આપી ગાળે. ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહીં શીખામણ;
જપે મુઠના મંત્ર, કંઇને કરતાં કામણ.
પરનરીને સંગ, પ્રીતે મનમાં પેસે;
અળંકારથી અંગ, સરસ સમારી બેસે. ૯૯
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે;
ક્ષણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે. ૧૦૦
કળિ એમ કચર ઘાણ, કરિને પિડે પ્રાણી;
ક્ષણ કરો કલ્યાણ, ઉર અપનો જાણી. ૧૦૧
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠલ તણો વિશ્વાસ, શુદ્રોને ગન ભાવે. ૧૦૨
ઉત્તમનાં આચરણ, કનિષ્ટ થઇને કરતા;
સજ્જન જનનું શરણ, ઓળખી નવ આચરતા. ૧૦૩

રાજ સેવાની રીત, જાણે નહિં પણ રાખે:
મુખ માંહેથી નીત્ય, ગમે। અધો ભાખે. ૧૦૪
દેખે પરની નાર, રૂપાળી મન માની;
દંડ ભરી દરબાર, તે છરાવે છાની. ૧૦૫
સંતાનોના સહીત, અષ્ટ મંગળે આણો;
નારી પાસે નિત્ય, જગ છત્યો એમ જાણો. ૧૦૬
ગરીબ કેરૂં ઘર: ઉઠાડીને એ લે;
છતના વાધે છર મેલા થાશે ગેલે. ૧૦૭
નર ઠેકાણે જઇ આવે દશમે દ્વાર;
કાંતા તેને કહી, સુવરણથી શણગારે. ૧૦૮
પાપી પંડ મણામ, બ્રાહ્મણને નવકરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા. ૧૦૯
લેખી ન જુવે લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બનાવે બેશ, દેવ મંદારે વાગા. ૧૧૦
જાત્રા જાતાં સંગ, જમરા બેલ જોડાવે;
જેમ વગડ્યુ હોય વંગ, ત્યમ ગાડી દોડાવે. ૧૧૧
મલીન મેલ મન સત સંગીત ન સુજે;
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પુજે. ૧૧૨
ગૌ બ્રહ્મણને દાસ, કરિને ધર્મ દ્વાવે;
સોના બ્રહ્મણ પાસ, કાણખી થઇ કરાવે. ૧૧૩
ઝગું હોય જો જર, તો તો તાણા તાણાવે;
વળા ઘરેણાં ઘર, આનક કરી આણાવે. ૧૧૪
શુદ્ધ ધર્મની વાત, હઠથી બાળી હેડે;
જમે જમાડે જાત, જાણ્યાં જમાઇ તેડે. ૧૧૫

કઉતક સરખું કામ, કળિયે કીધું ભારી;
રક્ષા કરજો રામ, મજ્જ પેતાની પ્યારી. ૧૧૬
કડીયા સુતાર મજુર, વચન પ્રમાણ ન ચાલે;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે. ૧૧૭
સોની દઇ વિશ્વાસ, કાલને વાયદે કનુ;
આપે આઠે માસ, સોનાનું કરી સુનુ. ૧૧૮
ધોબી સાળવી સઇ, ફાડી વસ્તર સાંધે;
રોક મજુરી લઇ, પણ પોતાનુ રાંધે. ૧૧૯
વઇદ થયા વાલંદ, શાસ્ત્ર વાત સંતાણી;
સાઇસદ કરી સાણંદ, પાય મંત્રીને પાણી. ૧૨૦
બ્રાહ્મણ વિના અનંત, અદ્દશ્ય થઇને ભીખે,
શેરિયે શેરિયે સંત, ટેલ નાંખવી શીખે. ૧૨૧
વૈરાગી ગોસાંઇ શસ્ત્ર અંગપર ધરતા;
મારે માંહો માંહી, મમતા માની મરતા. ૧૨૨
અંતરમાં અભિમાન, પાનું હરિનું ભણિને;
માડે બીજનું માન, બ્રહ્મણ પાસે ભણિને. ૧૨૩
ઉલટી વરણ અઢાર, વૈરાગીને વેશ;
ગામ ગામને બાહાર બાવા થઇને બેસે. ૧૨૪
કરિને ચારે ધામ, પુજા કરે પુજારી;
દેવતણો લેઇ દામ, નિકળી જાએસ નારી. ૧૨૫
દઇ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સીધજ ભગતા. ૧૨૬
તિલક છાપને માળ, ધરિને કરથી ખેંચે;
કણેક ચોખા દાળ, કઇના લાવી વેચે. ૧૨૭

કરમાં લે નહી દામ, મોટમ રાખે મઝા;
લઇ પુસ્તકનું નામ, જર લે કઇના ઝાઝા, ૧૨૮
માંડીને ઘરબાર, લેટ માગતા વહાણે;
લાવિ લાકડાં ચાર, જમિ આવે જ્યાં જાણે. ૧૨૯
વિઠલજીના વેષ, હીંડે વિકળ વગોતા;
મુંડાવીને કેશ; જરને હીંડે જાતા. ૧૩૦
ફકીર થઇને ફેણ, ભાલાનું કર પકડે;
પઇસા લે કરી બળ, રાંક જનોને રગડે. ૧૩૧
ગઉ બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડી વસ્તુની આશ, સહુ લે સાતે સાંધે. ૧૩૨
અંબુ વરસે અલ્પ, તે પણ નહી મુખ માગ્યું;
સત્ય રહ્યું છે સલ્પ, તે પણ જાવા લાગ્યું. ૧૩૩
ભલા પુરૂષને ભાઇ, ભાળે છળવાઇ કેરાં;
ડાહ્યા ડાહ્યાપણ માંહી, થઇને કરે અનેરાં. ૧૩૪
પૃથ્વી પણ ગળી જાય, ધન દાટ્યું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે, ૧૩૫
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, મુખ કો કોયિ ન માંડે.
સગા સહોદર સાથ, વાંધે વેર વધારે;
નર થઇ નારી હાથ, મિત્ર પિતાને મારે. ૧૩૭
પુરાણ પાપે તન આ અવસરમાં આવે;
લેઇ તાતનુ ધન, અંતે બહુ અથડાવે. ૧૩૮

---

## ચૂમાસે

# કવી સામળ ભટના બનાવેલા છપા

## સરસ્વતીની પ્રારથના દોહરા.

---

શ્રીમુખ શેવું સારદા, બ્રહ્મ સુત બ્રહ્મ રૂપ, બ્રહ્મ વિદ્યા બ્રહ્મ વાહિની; ભમે ખોળતા ભુપ, દંડ કમડળ ધારિણી, વીણા પુસ્તક પાણ; જેને તૃઠિ સારદા. વદ ને અમ્રત વાણ. પામરને પંડીત કરે, વિશ્વમાંહી વિખ્યાત. કિંકર સુખ કવિતા કરે, તે તુ સારદા માત. જયદેવને કીધો કવિ, કીધો કાળીદાસ માધતે મઘવા તેં કરયો, એવી વાણી વિલાસ.

### છપા

મારકુંડને માત, ત્રોહો પ્રકારે તુઠી; ચંડીપુરાણ ચો લાખ, વિદ્યા અમ્રત ઘન વુઠી, શુકદેવ વેદ વ્યાસ, પુરાણ અષ્ટાદશ કીધાં; બ્રહ્માને તુઠી ભાવ, વેદ વ્યાકરણ શુભ સીધ્યાં. એવા લક્ષોકે કે ટીધા, કવિ કેહેવાણા મહામતિ, સુખ સાગર સામળ ભણે, કૃપા કરી મહા સરસ્વતી. મંત્ર જત્રને તંત્ર, ઇષ્ટ ઉપાસન આદ; કથા કીરતન કવિત, વ્રત વિવેકથી વાદ, અડસઠ તિરથ અનેક, મહાપુન્ય સ્થળ મહિમા, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર, તત્વ ત્રિલોકી સીમા; એ સરવેને ઓળખાવીયા, કાથી કેહેવાયા કવી, સરસ્વતી મોટાંછે સરવથી, ચઉદ વિ

થા દ નીત નવી.

## દોહરા

કેક કોટી કે ભક્ષધા; કંઇ થયા કંઇ થાય; શિવના શેવક શામળો, કીધો પંડીત રાય. મીતે સારદા પ્રણ મુ. હંસ વાહની જેહ; વેણા પુસ્તક ધારિણી, તરણી વધતુ તેજ, કવિતાનો શો આશરો, સારદ કેરૂ શર્ણ; મહીગા મહા માયા તણો, વાયુ વશ જેમ તર્ણ; જેનું ટી સારદા, નેક રહી ગ્રી ન્યુન; કવિ કહેવાયે કલ્પતરૂ, મગટે મોટા પુન્ય.

## ગણપતીની પ્રારથના

દુંદાળો દુખ ભંજનો ગુણ નીધી ગુણ ગંભીર; ઇ શ્વરથી ઉત્પન હવો, પરમ ધુરંધર ધીર. સીંધુર અં ગે શોભીતુ, મોદક અન્ન અહાર; ગજવદનો ગરવો ધણી, દેવ વડો દાતાર.

## છપ્પા

સીદ્ધી બુદ્ધી છે નારય, લક્ષ લાભ બે પુત્ર; શિવસ ર્પો શિર તાત, ચીતામણીના ઘર સુત્ર, આધ શક્તિ ઉમયાય, મહા માયા છે માંડી; ક્ષેમ કલ્યાણ જામાત્ર, ખાણ્ય રત્નોની ખાંડી; બ્રહ્મા વિષ્ણુ રવી રૂદ્રથી પ્રથ મ પુજ્ય ગણપતિ તણી. સામળ કહે શેવો સહુ, સુ ખ સાગર શિભા ધણી.

## રામચંદ્રજીની પ્રારથના દોહરા

રાજીવ લોચન રામજી, મુક્તી દાતા મુળ; કોટી કો ટી પાતક મટે; ટાળે સંકટ મુળ, રામ રટે રસના વ

કે, વળી જે વારંવાર; એથી અન્ય બીજો નહી; મુક્તી તણો દાતાર. તારણ તરણ ત્રીલોકમાં, તારક મંત્ર કેહેવાય; જમને શીર પગ દઈને, જરૂર વૈકુંઠ જાય.

સીતાપતિ શ્રીરામ, નૃપ દશરથનો નંદન; ભકતવત્સળ તે ભુપ, વિશ્વ સહુનો એ વંદન; કઉશળા કુળદીપ લક્ષમણ લઘુ બંધવ લાયક, વરણવે ઉચરે વેદ, નિગમ આગમનો નાયક; એક બાણે મારી તાડિકા, રાવણરણમાં રોળીયો; અતિબળી ઇંદ્રજીતને, ચાંચણવત જેને ચોળીયો, કોટી બ્રહ્માંડનો નાથ, સત તણો એ સત્વ, સતકોટી રામાયણ, તેમાં અક્ષર બેતત્વ, કોટી જન્મનાં પા. બેજ અક્ષરથી બળશે, લખ ચોરાશી ખાણ, જનમ મરણ દુઃખ ટળશે; રામ નામ વિના મુક્તી નહી વેદ પુરાણે વાચજો, સુખ સાગર શામળ ભણે, સત્ય ગણીને સાચજો.

છપ્પા.

અન્ન જગત આધાર, અન દઇવત એ મોટુ; અન વગ ન રહે જીવ, અન્ન વણ સરવે ખોટુ દેવદાનવ રંક રાય, જીવે સહુ અન્નને જોરે; અન્ન ત્રિગુણે પાષણ, સરવ અંધારૂ ઘોરે, પાલણ પોષણ મથની નિશકર્તા નામ કંત કુરણાં; શામળ કહે શોધો સહુ. આદ્યશક્તિ અન્યપુરણા. સીતા રામ તે એહ, એ શ્રી રાધાકૃષ્ણ: એ ઉમીયાનો ઇશ, પંડીતે કીધુ પ્રશ્ન એ રોહિણી એ ચંદ્ર, એ બ્રહ્મા સાવીત્રી; મંત્ર જંત્ર એ તંત્ર, એ ગુણનીધી ગાયત્રી. અનપુરણા સઉની ઇષ્ટ છે, બુદ્ધિ

વંતા જન બુઝશે; શામળ કહે અન આધારથી, સરવે વિદ્યા સુઝશે. અનપુરાણા વડી માત, જગત જીવાડન જાણી; અન્ન વિના સહુ સુન્ય, પ્રથમ જીવે નહી પ્રાણી. અન્ન વિના સુખ અલ્પ, અન્ન વણ ચરણ ન ચાલે; ભાવે નહી મન ભકતી અન્નવીણ મોજ શી માહાલે; અન્ન વિના ઇશ્વર વાહાલો નહી. જ્ઞાન તાન ગુણ નવ ગમે; શામળ શોવો અન્ન પુરાણા, સકળ દુખ એથા સમે. ૨૬

છપા.

તગ ઘેરત્રીજોવાર, પ્રથમવારનિત્યેપુજે; ચતુરજ્ય મચોચોવાર, સત્યવાતેશુભસુઝે: પસન્નપાંચમોવાર, નિમળજસ વિદ્યાવાધો, છઠાવારનીછત્ય. શોભાશતરૂની સાધો, શાતમો વાર સંકટ હરો, અધિપતી ડાહ્યા અંશને, આશીરવાદ કવી કહે, મનજી વાસણ વંશને'

છપા.

હંસવાહનની હીતકાર, મયુરવાહનની મહિમા; કુકરુટ વાહનીકલ્યાણ મેંઢક વાહનખ સીમા, ગ્રગ વાહન દે માન કીર વાહન કરયા કામો; શારદુળ વાહની જેહ, નેહ ઘણો શીર નામો; ઉંદર અશ્વને ઇમયે ગરૂડ વ્રખભ છે જેહને; કલ્યાણ કૈર કૃપા કરે શામળ કહે આશીશ એહને. ૯

**છપા.** પુત્ર વિના નહે મોક્ષ પુત્ર વણમેહેણું મોટુ પુત્ર વિના દે દોષ, પુત્ર વણજીવિત ખોટુ પુત્ર વિના પરિવાર; વિશ્વ માંહી નર વાધે; પુત્ર વિના સં

સાર શ્રાધ ગયા કુણ સાથે; અરથ ગરથ કુણ ભોગવે, ઘણુ દ્રવ્ય પણ ગાંજીયો; બાળ અવતાર બાળક વિના, વિશ્વ કહે સહુ વાઝીયો;

છપા

નારી વિના નર રંક દામણો દીશે દહે; નારય વિનો નર રંક, ગ્રહસ્થ ગુણહીણો ગેહે. નારય વિના નર રંક. ધનનવ ધીરે કોઈ; નારય વિના રંક, સગતં જ ન નીંદ જોઈ; નારય વિના નિરબળપણુ, ભોગ કહોશા ભોગવે; અચુત અવગુણ ભાસે ભરયા, જોખમ ઝાઝુ જોગવે. નારય તે નરનુ અગ, સુખેથી ઇચ્છે શેવા; પુન્યમાં થાય વિભાગ. લાભ થશે રૂડો લેવા; સ્ત્રિથી હોય સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે પ્રગટે પુત્ર સપુત્ર કુળ ઇકોતેર તારે; શુદ્ધ કુળની શામા મળે સ્વામીને સુખ દે સતી; એમ વિચાર્યું શેઠીએ, મન મધ્યે ધારી મતી. પરણવા ઉપર પ્રીત થઈ તે નરને પુરી કોનેનવ પુરી થાય સહુને રહે અધુરી; આશા નીર અઘાત વિરવ તેમધ્યે બુડયુ, શાહા રાયને રંક, કયરપી કીયરને કડુ. સુરપુર પંડિત સહુ, ભણ્યા ગણ્યા ભુલા ભમ્યા; આશા રૂપી અરણવ જળે, શામળ કહે તેમાં શમ્યા.ગળેઅધીકુ અંગ, ગળે નાશીકાને નેણ; ણ; ગળે મુડને તુંડ, વિપરીત બેલાયે વેણ; અતિત શ્રીરની માંશ, સકી નવ ચાલે ચરણે; ધાતુ સરવનો ધાંશ, શુધ્ધ નહી કુંડિત કરણે ઇંદ્રી બાંધી અડવડે, આહાર નીંદ્રા છેવટ ગઈ; શામળ કહે તૃષ્ણા ત્રષા

તોય માયા છુટી નહી.

## જરવીશેછપા

જર ત્યાં જોમન રૂપ. ભુપ વશ જરને જોરે; જર ત્યાં સઘળો જોખ. ટેક તરતીબવત તોરે; જર તે ઉંચ અમીર જર તે નિધા ભાણીયો. જર તે રૂપ સ્વરૂપ. જર ગુણ સઘળા ગણીયે; જરને સગો યશ વશે. જર જોરથી દુઃખ જશે; શામળ કહે જોર એ જર તણું. જરથી કાજ સઘળાં થશે. દમડાં વિના દરિદ્ર, કુળવંત કીકર કહેવાયે; રિદ્ધવિના બહુ ટંક, પ્રતિષ્ટા દુર પળાયે; ડાહાપણ વિનય વિવેક દામ પાખી સહુ ડુલ્યાં, પેદા ન કરયુ દ્રવ્ય, શાસ્ત્ર ભાણીને ભુલ્યાં; સુન્દર ઘડ ધીર નરવપુ વરણાગી વાંકડાં. શામળ કહે સંસારમાં, રિદ્ધવિના નર રાંકડા.

છપા. સીતા રાખી સુભ રૂપ, રાવણ રણમાં રોળાવ્યો ઇદ્રજીત કુંભકર્ણ ચાચણ વાત તેતે ચોળાવ્યાં દ્રપદી સખી નારય, સતીપણસારવે થાપ્યું. અઢ રે ક્ષોહાણી સઇન્ય, કુળ કૈરવનુ કાપ્યુ માયારૂપ એ માનયની, એકલી મુકે અનરથ થશે; વિચાર કરયો મન વાણીયે, વ્રદ્ધપણે હાંશી હશે,

## છપા.

ઇદ્ર સરખો અધિપત્ય ઘેર રાણી ઇંદ્રાણી; અહલ્યા સાથે સંગ; કરતાં ભ્રાંતી નવઆણી; ચાતુર નરજે ચંદ્ર, રામા ઘેર રોહણી સરખી; તેણે તારા એક વાર નેહ કરીને નરખી; પાપ પુન્ય પ્રીછયો નહી; ગુરૂ પત્ની પો

તા તણી ક્ષીણ દેહ આપે થયો; નક્ષત્ર મંડળમાં જે મણી. ૧૨૪ એનાથી લક્ષ કરોડ; ધાર અંધારે મળી યા; કઈયા કીચક શત ભ્રાત એક ચિતામાં બળીયા; શ્રી કૃશ સરીખા દેવ; કુડીકુબજાને શોધી; આન્યની રૂપ મોહોજાળ; જગતમાં જાણો એવી; ભાગ્યનીએ સહુ નેભોગળ્યા, દેવ ગાંધર્વને દાનવી, શામળ કહે જીત્યાજુ વર્તીયે, કુણ માત્ર છે માનવી.

છપ્પય—નાર તે નીચ સ્વભાવ, ન રહે પોતાને ઘ રમે; નાર તે નીચ સ્વભાવ. કલંક કહાવે કુળ કરમે. નાર તે નિચ સ્વભાવ, લાજ મરયાદા ન મીછે, નાર તે નિચ સ્વભાવ, અન્ય નર અંતર ઇચ્છે; નીચમાંનિ ચ તે નારીયો, પશું જોડે પ્રીતડી; શામળ કહે સ્ત્રીયો સમસ્તને રૂડી નહી એ રીતડી.

છપ્પય—વણ રૂતુ વરસે મેહ, તેથી તો ધાન નપા કે; પરાક્રમ ન મળે પુર શતુ કોહો શણ થાકે; પેહેલી વીશી વિદ્યાય ભાવ આણી નવ્ય ભણીયો પ્રઢ પણેવિ વેક, શાસ્ત્રનો બોધ ન શુણીયો, ગયો અવસર આવે ન હિ નર નારી તો નડે; પ્રથમ જુઓ પ્રીછયા વિના વળ તી હાથ ઘસવા પડે.

### છપ્પા સોકયના દુખ વીશે

—વિનય થકી વિવેક, સજન સઘળામાં શોભે; વિનય થકી વિદ્યાય સ્થીર થાવર તે શોભે; વિનય ત ણ વિખવાદ કરે નહી રંક કે રાજા વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધરમ મારગ ધરો; શામળ કહે વિદ્યા

વશીકરાણ વીનય મહિ આવી વશે.

**છપ્પા**—રાજાને એક સાલગામ ફ્રટઇઓ લુટે; પ્ર જાને એક સાલ વાણ વાંકે રાજા લુંટે; વ્યાપારી શીર એક સાલ; વસ્ત્ર પઢંતર નાંખે, ભરતાર શીર એક સાલ, ભામની જો ભુંડુ ભાખે; મુરખને સાલ વિદ્યા તણુ દુઃખ બકારી ઓકયનુ શામળ કહે શાણા માનજો સ્ત્રીને સાલ એક સોકયનુ. સ્ત્રી કહે ભલી અનાથ તેથી તો મોત ભલેરૂ; ભલો હીણા હાથ એથી નહી દુઃખ અનેરૂ; ભલો વિધવા કે વંઝ ભલી ગુણકા કે ઘહેલી ભલા દરીદ્ર દસ્ય ભલી સોંહાગણ સેહેલી માહા દાવાનળી દુખાણી, ચંચળ ચીત પણ ચોકયનુ શામળ કહે શાણા માનજો સાલ શ્યામાને શોકયનુ દરીદ્રને મોટુ દુખ મન માન્યુ નવ થાયે; કાશદને એક દુઃખ; નિત્ય વિદેશો જાયે; દુનીયામાં એવુ દુઃખ વરસાદ જય રેનવ વરશે વંઝાને એક દુઃખ તનને કાજે તલશે; કુંવારાને દુઃખ સી તણુ સરવને દુઃખ ભુખનુ; શામળ કહે પાર પીછુ નહી સ્ત્રીને શોકયના દુઃખનુ આંધાને દુઃખ આખ સારૂ ખોટુ નવ દખે, બેરાને દુઃખ કાન રાગ પુરાણ નવ પેખે રોગીને દુખ રોગ ભોગ એકે નવ્ય આવે; ભીક્ષુકને એ દુખ નામ ભીખરી કહાવે; એવાં દુખ અનેક છે પંગા ને તો પગ તણુ શામળ કહે સ્ત્રી સર્વને સોકય દાવાનળ દુઃખ ઘણુ

**છપા સતવીશે**

તુલ્ય કંચન કથિર, સુખ દુખ સાચુ ને જુઠુ; રા

ય રંક બે એક, એક તુઠયું એક રૂઠયું; શતરૂ મિત્રસ
માન, સમાન દેવ્યા કે દાશી; સમાન અમ્રતને વિષ,
સમાન કુચ્છીત કે કાશરી, સમાન પાષાણને રત્ન પ
ણ, સમાન વસુધા વૈકુંઠ વશા; શામળ કહે જન્મે ન
હી, જે નર જાણે બ્રહ્મદશા. સમાન અગ્નિને નિર,
સમાન વાહાલો ને વેરી, સમાન કુંજરને કીટ, સમા
ન મરદને મેહેરી. સમાન તડકો ને ટાહાડ, સમાન જ
શવંત ને જોગી. સમાન પાપ ને પુન્ય, સમાન ભી
ક્ષુક ને ભોગી; બ્રહ્મ વિદ્યા ભારે ઘણી, કરોડવાર શું
કહુ કથી; શામળ કહે સંસારમા, બ્રહ્મ જાણે તે નર
નથી. શાંભળ્યા કાને સુર, ફરસુરામ ફરસીધર, દીઠાક
ઈક દાતાર, કરણ સરખા કરૂણા કર, વિદ્યા વેદ શાણ
ગાર, બ્રહ્મા સરખા બહુ ભળ્યા; વાલ્મિક વ્યાસ વશિ
ષ્ટ, પ્રભુ ભજી ભય ટાળ્યા, નથી દીઠા નથી સાંભળ્યા
ભોગવી જેણે બ્રહ્મ દશા; શામળ કહે સ્વરગ સુધી,ગ
તિ વિરલા કો વઈકુંઠ વસ્યા.

**છપા**—કોકિલ જાતનો ચોર, તે લે ખાતર પાડી
ને; ચુગલ એ પણ ચોર, લે કરી ચાડીને; વાણીજએ
પણ ચોર, લે અરડી દાંડીને, કૃષી જાત પણ ચોર, લે
ખેતી માંડીને; કિશબ ચોર કડી કોટીધા, અપરમપાર
અપાર છે; એ દિવશે સહુ દેખતાં, પણ સાચો ચોર
સોનાર છે.

**છપા**—કામાતુર ન જુવે કર્મ. કામાતુર ધરમ ન
ધારે; કામાતુરને શી શરમ, કામાતુર મરે કે મારે; ગુ

